મોક્ષપત્રિકાના ૨૦ મા પુસ્તકના જેઠના અંકમાંથી

# શરણાંગતિ.

## પ્રથમભાગ

[શ્રીહરિને પામવાનો ઘણોજ સુગમ પથ]


લેખક અને પ્રકાશક,

**રામશંકર મોનજી ભટ્ટ**

તંત્રી મોક્ષપત્રિકા-અમદાવાદ.


કિંમત ૦-૧-૦  પોસ્ટેજ ૦-૧-૩

સંવત ૧૯૯૫ ઈ. સ. ૧૯૩૯

પ્રથમ આવૃત્તિ નકલ ૪૦૦૦

મુદ્રક [illegible]

**અમદાવાદ**—શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.

# શરણાંગતિ.

## પ્રથમભાગ.

### શ્રીહરિને પામવાનો ઘણોજ સુગમ પથ.

[ મોક્ષપત્રિકા પુસ્તક ૨૦ મું. પાનુ ૧૪૩૭ ]

એકાદશ સ્કંધના ૧૬ મા અધ્યાયમાં, શ્રીકૃષ્ણઉદ્ધવનો સંવાદ ચાલે છે. શ્રીકૃષ્ણનો મહિમા જોઇને, ઉદ્ધવજી પ્રભુને નમી પડે છે. નમી પડવામાં શું છે ? અને તે કેવી રીતે નમી પડાય ? તે સાંભળો.

**नमामि ते तीर्थपदांघ्रिपद्मम्**—તીર્થોના સ્થાનકરૂપ આપના ચરણ કમળમાં,હું પ્રણામ કરૂં છઉં. મૂર્તિને પ્રણામ કરાય; સૂર્યને પ્રણામ કરાય; પણ માણસને પ્રણામ કેમ કરાય ? સંવત ૧૯૯૩ ના પુસ્તક ૧૮ માં, જગન્નાથજીના મહામહોપાધ્યાય, શ્રી ચૈતન્ય ગૌરાંગને નમ્યા છે; ત્યાં ઘણા ખુલાસા કર્યા છે. ગૌરાંગના પૂજન વખતની કાંઇ વાત યાદ છે ? × ×, × બસ × × કાંઇ જવાબ ન આપી શકો ? ત્યારે મને એમ થાય કે–કાંતો ચંપામાં સુગંધિ નથી; અને કાંતો ભ્રમર રખડેલ–રેઢીયાર–છે. ચંપો સુગંધિથી બહેકી

રહ્યો છે. કારણકે શ્રીકૃષ્ણનાં વચનો ! શ્રીકૃષ્ણ જેવા વકતા, અને ઉદ્ધવ જેવા શ્રોતા ! અને હું પણ, સંપૂર્ણભાવથી–સંપૂર્ણ પરવાથી–હરિરસ પી રહ્યો છઉં; અને આપને સૌને પાઈ રહ્યો છઉં. છતાં આમ કેમ ?–તો ભ્રમર રખડેલ. જ્યાં ત્યાં આપ રખડતા હશો. આપેલા પાઠ, પાકા કરતા નહીં હો. વ્યવહારની વાત, બાર વરસે પણ યાદ આવે છે; અને કલ્યાણની વાત, કાલ સાંભળો–તે આજ યાદ ન રહે ! કારણ તપાસી લ્યો. હવે તે પ્રસંગ ૧૮ મા પુસ્તકમાંથી નિરાંતે વાંચજો. ખોટી નહીં થાઉં. પાનુ ફરે; અને સોનું ખરે.

**શરણાંગતિ**—આ શરણાંગતિનો વિષય છે. નમી પડયા વિના, માલ મળતો નથી. શરણાંગતિ વિના, કોઇ ફાવતું નથી. બચપણમાં બાળક માતા પિતાને શરણે રહે છે; તોજ બચે છે. જરા મોટા થતાં, બાળકો મહેતાજીને શરણે રહે; તોજ વિદ્યાવિવેકમાં પ્રીતિ થાય. નોકર શેઠને શરણે રહે છે; તોજ તેનો સંસાર, સુખરૂપ થાય છે. સ્ત્રી પતિને શરણે રહે છે; તોજ ફાવે છે. વેલો વૃક્ષને શરણે રહે; તોજ ફાલે અને ફૂલે. નાનાએ મોટાને શરણે રહેવુંજ જોઇએ. 'બસ ? મોટાં કોણ થાય છે ?' એમ કહેનારાં બાળકો, રજળી પડે છે; 'શેઠ કોણ થાય છે ?' એમ કહેનારાં નોકરો, રજળી

પડે છે; 'પતિ કોણ થાય છે?' એમ કહેનારી સ્ત્રીયો, રઝળી પડે છે. એક મોટું મકાન પણ, 'પાટડી અને થાંભલા કોણ થાય છે?' એમ બોલવા શીખે; તો તુટીને નીચે પડે છે. જગત્ અત્યારે દુઃખી દેખાય છે. તેનાં અનેક કારણોમાં, હરામખોરીનું એક કારણ પણ છે. નોકરને નોકરી કરવી ગમે છે. પગાર લેવો ગમે છે; પણ શરણાંગતિ તેને ગમતી નથી; હરામખોર થવું તેને ગમે છે. પુત્રોને પિતાનો વારસો લેવો ગમે છે; પણ શરણાંગતિ ગમતી નથી; અને હરામખોર થવું ગમે છે. સ્ત્રીને પતિનાં સુખ જોઇએ છે; પણ શરણાંગતિ ગમતી નથી; હરામખોર થવું ગમે છે. કળથી વાવે; તે ઘઉં કેમ લણી શકે? દીવા જેવી વાતો છે; વધારે વિવેચનની જરૂર નથી. તે પ્રમાણે જીવ–જેને–પોતાની કાલ કેવી થશે? પોતે ક્યારે મરશે? વિગેરેનું જ્ઞાન નથી. પોતે અલ્પજ્ઞ અને અશક્ત છે. ભયંકર સંસારમાં અનેક આફતો દોડી આવે છે. તેમાંથી બચવા, જીવે પ્રભુને શરણે રહેવુંજ જોઇએ. ૯૫ ડકા દુનિયા, હરામખોરોની છે; તો પણ હરામખોરી તજે; તેને પિતા મળે; મહેતાજી ફળે; ગુરૂ ગળે; અને ડાકોરવાળો પણ મળે.

શ્રીરામ જેવા સમર્થ પણ બોલ્યા કે—

**न ह्यतो धर्माचरणं, किंचिदस्ति महत्तरम् ।**
**यथा पितरि शुश्रूषा, तस्य वा वचनक्रिया ॥**

અર્થ—પિતાની સેવા કરવી; અને પિતાની આજ્ઞા પાળવી; તેથી વધારે કોઈ ધર્માચરણ હોય; એમ હું માનતો નથી. એજ સાચું ધર્માચરણ છે.

શરણાંગતિની વાતો અમોલી છે; પણ જે બાળકોએ માતાપિતાની આજ્ઞા પાળી નહીં; તેમણે ધીરેલાં નાણાનું, વ્યાજ પણ આપ્યું નહીં; જે બાળકોએ મહેતાજીનું શરણ લીધું નહીં; જે સ્ત્રીએ પતની શરણાંગતિના આનંદનો અનુભવ કર્યો નહીં; જે શિષ્યોએ બ્રાહ્મણ સાધુનું શરણ લીધું નહીં; એવા નાદાનોને, હરિશરણની વાત, હું શું કરૂં! યાદ રાખવું કે—હજી બાજી હાથમાં છે—ત્યાં શરણાંગતિનાં પગથીઆં શોધી લ્યો. ઓરડે માતાપિતા હોય; તો ડહાપણ મુકીને, આજ્ઞા પાળો; મંદિરે રૂડા બ્રાહ્મણ સાધુ હોય; તો ડોઢ ડહાપણને પડયાં મેલીને, ચરણમાં જુકી પડો! 'પ્રભુ કાંઇ આજ્ઞા કરો!' એમ એકાદ દિવસ તો અવશ્ય બોલો! પગથીએ પગથીએ ઉંચા આવો. એવા મુમુક્ષુને ભેટવા, શ્રીહરિ તૈયાર છે. શંકા થાય; તો અમારી શાખ મુકજો. માણસ માંદો હોય; તો મોટા વૈદ ડૉકટરને

શરણે જાય છે. પણ કોઈ સંત બ્રાહ્મણને શરણે જતો નથી. વૈદ ડૉકટરને પૂછવાની ના નથી; પણ સાથે સાથે—

'અંત વેળે તો અળગાં રે—સગાં સૌ સ્વારથીયાં;
કોઇ સંતને તેડોરે—પૂરા પરમારથીયા.'

આવી હિંમત આપેરે—અભયનાં દાન કરે'—વિગેરે.

રણે ચડનારને, ચારણ ભાટ ઉશ્કેરીને, મરદ બનાવી દે. નવા નિશાળીયાને મહેતાજી શૂર ચડાવે; તેમ આફતોથી ઘેરાએલાને-સંસારથી અકળાએલાને-અથવા માંદાને-સંત શૂર ચડાવે. સંત નિર્ભય બનાવે. સંત કઇ વિદ્યા શીખવતા હશે?—નમી પડવાની વિદ્યા.

**एकोऽपि कृष्णस्य कृतः प्रणामो,**
**दशाश्वमेधावभृथेन तुल्यः ।**
**दशाश्वमेधी पुनरेति जन्म,**
**कृष्णप्रणामी न पुनर्भवाय ॥**

અર્થ—શ્રીકૃષ્ણ ભગવાનને એકવાર પ્રણામ થાય; તો દશ અશ્વમેધોના અંતમાં કરેલા, અવભૃથસ્નાનની બરાબર છે. દશ અશ્વમેધ કરવાવાળાને, સ્વર્ગાદિની કામના હોય છે; તેથી તેને પુનર્જન્મ થાય છે. પણ જે નમી પડયો-'બસ! આપ જીવાડો તો જીવું" એમ બોલીને, પ્રભુને શરણે નમ્યો;

તેને પુનર્જન્મ હોતો નથી.

'બસ! આપની છઉંને!' 'આપ કહો તેમ કરવા તૈયાર છઉં ને!' એમ કહેનારી સ્ત્રીને, પતિએ શું નથી આપ્યું? 'પિતાજી! હું આપનો છઉં ને?' 'આપના ચરણમાં મારૂં માથું છે. આપની આજ્ઞા ઉઠાવવા હું તૈયાર ઉભો છઉં.' એમ કહેનાર પુત્રને, પિતાએ શું નથી આપ્યું? હુમાયુ માટે બાબરે પોતાના પ્રાણ આપ્યા હતા. શ્રીરામ માટે દશરથે, પોતાના પ્રાણ આપ્યા હતા. નોકર સો વરસ નોકરી કરે; પણ પગાર જ મળે; અને સ્ત્રી અથવા પુત્ર, જુજ વખત આજ્ઞામાં ઉભાં રહે; તો તે મિલ્કતના વારસ થાય. આ શરણાંગતિની કદર છે. ખાનદાન સ્ત્રી અને પુત્ર, શરણાંગતિના નમુના છે.

કોઈ પણ ધંધામાં અગર કાર્યમાં, ઢચુપચુ આગળ વધી શકતો નથી. માટે શરણાંગતિનું રહસ્ય, બરાબર સમજીને, દૃઢતા પૂર્વક શરણાંગત રહો.

શરણાંગતિના સંબંધમાં, અનંતપ્રસાદજી કહે છે કે—

પદ.

શરણ થયાની પહેલાં જોઈએ, મનને એવું કરવુંરે;
**પ્રાણ જાય તોપણ મારે તો, લક્ષ્મીવરને વરવુંરે—ટેક૦**

આજ સુધી હું રહ્યો અભાગી, બન્યો રહ્યો બેભાનરે;
પૂર્ણ સુકૃત અને પ્રભુ કૃપાથી, હાલ થયું છે ગ્નાનરે—શરણ૦
અસંખ્ય [1]અઘ અંબાર કર્યાં મેં, એકે એક નડશેરે;
ઉપાય જો નહીં સદ્ય કરૂં તો, અસહ્ય કષ્ટો પડશેરે—શરણ૦
[2]નિજ બળથી તો, ભાને આવું, સદૈવ નથી રખાતુંરે;
દિનદિન કરજ વધે છે અઘથી, અધિક પુણ્ય નવ થાતુંરે—શરણ૦
મોતરૂપ કાળ છે માથે, આ ખાધો કે—ખાશેરે;
નિશ દિન તેની ઉભી ઉપાધિ, કેમ કરીને જાશેરે—શરણ૦
વર્તમાન જીવનથી કાયો, ભવિષ્યથી ગભરાયોરે;
ભૂત વિચારીને પસ્તાયો, અશક્ત[3] આપ જણાયોરે—શરણ૦
દેવ દેવી ને ક્રિયા ઉપાયો, સાધન ફળો તમામરે;
**હરિ શરણ વિણ સર્વે જુઠાં,** દેખ્યાં સર્વે નકામરે—શ.
અતિ આતુર અને દઢ શ્રદ્ધાથી, મારે એકજ આશરે;
નિશદિન તમને રહું પોકારી, આપો શરણમાં વાસરે—શ.

---

૧. અઘ એટલે પાપ; નાનાં મોટાં અનેક પાપ કર્યાં છે. તે એકે એક પીડા કર્યાં વિના નહીં રહે. પણ હજી ઉપાય કરવાનો સમય છે. ૨. પોતે પોતાના સાચા હિતમાં ઘણોજ અજ્ઞાન છે. 'ભાન' એટલે સમજણ—જ્ઞાન. ૩. ભયંકર અપરાધને કેમ પહોંચી વળીશ. એમ મને પોતાને લાગે છે.

શરણાંગાત સ્તોત્ર ઘણાં છે. તેમાં શિવમહિમ્નઃ, ગોપીકાગીત, તુલસીદાસજીની વિનયપત્રિકા, શ્રી ગુંસાઈજીની વિજ્ઞપ્તિ. ભાગવતમાં અને રામાયણમાં શરણાંગતિના અનેક દૃષ્ટાંતો છે. ગીતામાં પ્રભુ પોતે શરણાંગતિના માર્ગને બતાવી રહ્યા છે. ભાગવતમાં–પ્રલ્હાદ, ધ્રુવ, અક્રૂર, ગજેંદ્ર, કાળીય નાગ, બ્રાહ્મણ પત્નીઓ, ગોપીઓ, ગોપ, મુચકુંદ, દ્રૌપદી અને આ ઉદ્ધવ પોતે, શરણાંગતિના નમુના છે.

**પ્રલ્હાદ–**

'પ્રલ્હાદ ! કાંઈ માગ માગ !' એમ નરસિંહ ભગવાન બોલ્યા; ત્યારે પ્રલ્હાદે કહ્યું હતું કે—

રાગ–વસંતતિલકા.

**दृष्टा मया दिवि विभोऽखिलधिष्ण्यपाना-**
**-मायुः श्रियो विभव इच्छति यांचनोऽयम् ।**
**येऽस्मत्पितुः कुपितहासविजृंभितभ्रू-**
**-विस्फूर्जितेन लुलिताः, स तु ते निरस्तः ॥**

ભાવાર્થ—હે પ્રભુ ! જે આયુષ્યાદિ સુખ માટે, મનુષ્યો વલખાં મારે છે; તે આયુષ્ય, ધન અને અન્ય વૈભવ ભોગવતા, લોકપાળોને મેં દેખ્યા છે. લોકપાળોનાં આયુષ્યાદિ, ઘણાં લાંબાં અને વૈભવશાળી; છતાં મારા પિતાની જરા

આંખ ફરકતાં, તે આડાં અવળાં થઈ જતાં હતાં; ચલાયમાન થઈ જતાં હતાં. ઇંદ્રાદિ લોકપાળોને ધ્રુજાવનારો મારો પિતા, જેના વૈભવનો પાર નહીં; જેના ભારથી પૃથ્વી ધ્રુજે; તે પિતા આજ, મારી નજર પાસે, ધૂળમાં ભુંડે હાલે પડયો છે. ત્યારે મને ખાત્રી થાય છે કે—લાંબા આયુષ્યમાં, અને મોટા વૈભવમાં પણ, કાંઇ નથી. હે પ્રભુ! નાશવંત પદાર્થોનો આશરો લેવા, હું ખુશી નથી.

પ્રભુ—ત્યારે તને શું જોઇએ?

પ્રલ્હાદ—આપનું શરણ. 'હું આપનો છઉં;' એમ કહેવાય; તો બસ છે. વિગેરે.

ગજેંદ્ર—

**उत्क्षिप्य सांबुजकरं, गिरमाह कृच्छ्रात्,**
**नारायणाऽखिलगुरो, भगवन् नमस्ते ।**

અર્થ—ઝુડના ખેંચાણથી, ઘણાજ ગભરાઈ ગએલા ગજેંદ્રે, સુંઢમાં એક કમળ લઈને ઉંચું કરીને કહ્યું કે—'હે જગતના સ્વામી–હે નારાયણ! હું આપને પ્રણામ કરૂં છઉં; હું આપને શરણે આવ્યો છઉં.'

બસ થઈ ચૂકયું. ધર્મના અનેક માર્ગો, જાણે જળવાઈ રહ્યા! શ્રીહરિ દોડયા આવ્યા. ગજેંદ્રને બચાવ્યો.

કાલીયાનાગ—

રાગ. વસંતતિલકા.

**तच्चित्रताण्डवविरुग्णफणातपत्रो,**
**रक्तं मुखैरुरुवमन् नृप भग्नगात्रः ।**
**स्मृत्वा चराचरगुरुं पुरुषं पुराणं,**
**नारायणं तमरणं मनसा जगाम ॥**

અર્થ—અભિમાની કાલીયનાગના અભિમાનને તોડવા, પ્રભુ જ્યારે તેની ફણો પર નાચવા લાગ્યા; અને એક એક ફણને કચરી કચરીને, ઢીલી કરવા લાગ્યા; ત્યારે નાગના મુખમાંથી લોહી વહેવા લાગ્યું. અને તેના દરેક અંગ ત્રુટવા લાગ્યાં. તે વખતે તે મનથી નારાયણને નમી પડયો. તે શ્રીહરિને શરણે આવ્યો.

ભરણ પોષણ માટે લડનારી, આવાંબાઈ નામની સ્ત્રીને, મુંબઇ હાઇકોરટે દરમાસે, રૂપૈયા ૫૦ આપવાનો ઠરાવ કરી આપ્યો; પણ જ્યારે તે પતિને નમી પડી; ત્યારે તે ત્રણલાખની મીલ્કતની માલીક બની; અને પતિ પણ જાણે તેનો નોકર! આ દષ્ટાંત પૂર્વે કહ્યું છે.

**अपि चेत्सुदुराचारो भजते मां** વિગેરે વચનોથી, ગીતામાં પ્રભુએ કબુલાત આપી છે કે—'ભયંકર પાપીઓને

માટે પણ, મારાં દ્વાર ખુલ્લાં છે.

દશમ સ્કંધમાં અ. ૧૪ માં, બ્રહ્માએ કરેલી શ્રીકૃષ્ણની સ્તુતિ, હજારો કામ પડયાં મેલીને વાંચવા જેવી છે; અને કરોડો કામ પડયાં મેલીને, વિચારવા જેવી છે. છે અવકાશ?

**બ્રાહ્મણ પત્નીઓ—**

ગાયો ચારવા ગયા હતા; ત્યાં બ્રાહ્મણપત્નીઓ પ્રભુને યાદ આવી. તેમનું કલ્યાણ કરવાના બ્હાનાથી, પ્રભુ ભૂખ્યા થયા. યજ્ઞ કરનારા બ્રાહ્મણો પાસે, અન્ન માગ્યું; તો ન આપ્યું. બ્રાહ્મણપત્નીઓ પાસે અન્ન માગ્યું; ત્યારે શ્રીકૃષ્ણનું નામ માત્ર સાંભળીને, જે સુંદર અન્ન તૈયાર હતું; તે લઈ ને તે ચાલી નીકળી. બ્રાહ્મણોએ તેમને અટકાવી; પણ- **समुद्रमिव निम्नगाः प्रियं अभिसस्रुः**,-સમુદ્ર તરફ જેમ નદીયો દોડી જાય; તેમ તે સ્ત્રીઓ દોડી. પોતાને ઘેર અરસ્પરસ, કૃષ્ણની વાતો નિત્યથવાથી, **नित्यं तद्दर्शनोत्सुकाः**- ક્યારે શ્રીકૃષ્ણનાં દર્શન થાય; એવી તીવ્ર ઇચ્છા તેમને થઇ હતી. દર્શન કર્યા પછી પણ-'હવે અમને ઘેર જવાનું કહેશો નહીં. અમે ઘેર જવાનાં નથી.' આ તે શી લગન લાગી! પ્રભુએ માંડ માંડ તે સ્ત્રીઓને ઘેર મોકલી.

રામાયણમાં શરણાંગતિનાં અનેક દ્દષ્ટાંત છે. તેમાં

એ-લક્ષ્મણ, ભરત, સુતીક્ષ્ણ, શબરી, જટાયુ, હનુમાન, સુગ્રીવ, વિભીષણ, અને અંગદ અમોલાં દષ્ટાંત છે. કાગભુષૅંડીને શરણ આવનાર, ગરૂડને પણ હું ભૂલી જતો નથી. તે પક્ષીનો રાજા, આત્મબોધ માટે કાગડાનેશરણે આવ્યો! આ તો મારી વાડીના, જુદા જુદા બગીચા! પુષ્પોની સુગંધથી બહેંકી રહેલા બગીચા! જ્યાં અનેક સંત મહંતોની વચ્ચે બેસીને, અમૃતનું પાન, હું કરી રહ્યો છઉં. આ બધી વાતો આપને કહેવા, હું ઘણો ખુશી છઉં. આપ મારી સભાના સુભટો છો. મારાં વ્હાલાં સગાં છો. પણ સમય થોડો, અને વાતો ઘણી! એટલે ટુંકામાં આપને ઘણો માલ આપી દઉં. આપના પિતા, અગર પુત્રો, ન આપી શકે; એવો આ માલ છે. અરે! વ્હાલી વહુ પણ, આ માલ આપને નહીં ચખાડે! કેમ સાવધાન છોને!

**લક્ષ્મણ—**

શ્રીરામની રાહ જોતાં ભરતજી કહે છે કે-

[ જુઓ મોક્ષવાણી પાનુ ૬૧ A ]

**'અહહ ધન્ય લક્ષ્મણ બડ ભાગી, રામપદારવિંદ અનુરાગી.'**

અયોધ્યાથી નીકળતી વેળાએ, લક્ષ્મણ શ્રીરામને કહે

છે કે-'આપ જાગશો; ત્યારે આપની આજ્ઞા ઉઠાવવા, હું જાગીશ; અને આપ સુઈ જશો; ત્યારે પણ, આપની રક્ષા કરવા હું જાગીશ'. એટલે-'ચૌદે વરસ ઉંઘને હું રજા આપીશ.'

**ભરત**—રામ વન જતાં, રાજ્ય ખુલ્લું પડયું હતું. વસિષ્ઠે કહ્યું કે 'હે ભરત ! સુખેથી રાજ ગાદી ઉપર બેસો'. તેના જવાબમાં ભરતે ગુરૂને કહ્યું કે-'ગાદીએ બેસવામાં મારી શોભા નથી; રામના ચરણોમાં ઉભા રહેવામાં, મારી શોભા છે. મારૂં દિલ પણ મને એમજ કહે છે.'

શ્રીરામને પાછા વાળવા, ભરત ચિત્રકૂટ તરફ ચાલ્યા. ભરતને જોઈને, ભરદ્વાજ (પ્રાગરાજમાં) બોલ્યા છે કે-

**अनृणः स महाबाहुः, पिता दशरथस्तव।**
**यस्य त्वमीदृशः पुत्रो, धर्मात्मा धर्मवत्सलः॥**

અર્થ—હે ભરત! આજ તમારા પિતા દશરથ પિતૃ-ઋણથી મુકત થયા. આજ તમે સાચા પુત્ર બન્યા. તમે ધર્માત્મા અને ધર્મવત્સલ છો.

ચિત્રકૂટને દેખીને—ચોપાઇ—

કરત પ્રણામ ચલે દોઉ ભાઈ, કહત પ્રીતિ સારદ સકુચાઇ.
હોત ન ભૂતલ ભાઇ ભરતસમ, અચર સચર ચર અચર
કરત કો ?

ભરતની કરૂણ દશા દેખીને, જડ પત્થર પીગળવા લાગ્યા; અને મૃગાદિ ચેતન પ્રાણીઓ, ખાવું પીવું છોડીને જડ બની ગયા.

શ્રી રામચંદ્ર પણ, ભરતની ભક્તિથી એટલા બધા રાજી

**'न सर्वे भ्रातरस्तात, भवंति भरतोपमाः ॥'**

થઈ ગયા હતા કે–' હે લક્ષ્મણ! ભરતના જેવા ભાઈ, દુનિયામાં થતા નથી'. એમ વારંવાર બોલતા હતા.

ચાૈદ વરસ પૂરાં થવા આવ્યાં; તોપણ શ્રી રામચંદ્ર ન આવ્યા. તેથી 'રખે પ્રભુ મને ભૂલી ગયા હશે?'

'બીતે અવધિ રહે જો પ્રાના, અધમ કવન જગ મોહી સમાના!'

એમ ભરત વિચાર કરે છે; ત્યારેજ શ્રીરામના આવ્યાના સમાચાર દેવા, હનુમાન ત્યાં આવી પહોંચ્યા. તેને મળતાં–

[ મોક્ષવાણી પાસે છે ને? ]

'મિલત પ્રેમ નહીં હૃદય સમાતા, નયન શ્રવત જલ પુલકિત ગાતા;
કપિ તવ દરસ સકલ દુઃખ બીતે, મિલે આજુ મોહિ
રામ સપ્રીતે!'

પછી ભરત આગળ બોલ્યા કે– રાગ છંદ–

'નિજ દાસ જ્યાઁ રઘુવંશ ભૂષણ, કબહુ મમ સુમરન કર્યો?
સુનિ ભરત બચન વિનીત, અતિ કપિ પુલક તનુ ચરણન પર્યો.

રઘુવીર નિજ મુખ જાસુ ગુણ ગણ, કહત અગજગ નાથ જો;
કાહે ન હોહિ બિનીત, પરમ પુનિત, સદ્ગુણ સિંધુ સો !

રામાયણ ઘણી વાર વાંચી હશે; અથવા સાંભળી હશે. ભરત શ્રીરામના ભાઈ થાય; એમ પણ ઘણી વાર જાણ્યું હશે. પણ તે ભાઇ તે કેવા ? આ જગતમાં અનેક મૂર્ખા ભાઇઓને જોઈએ છઈએ; એવા ? કે બીજા ? બીજા તો કેવા બીજા ?–સાંભળો–વડીલની સેવા કરવા માટેજ, જે અવતર્યા હોય; સેવાદ્વારા, વડીલ પાસેથી પુણ્યાઈ–આશીર્વાદરૂપી ધન–કમાવા, જે આ સંસાર ચૌટામાં આવ્યા હોય. તે કેવી રીતે બોલતા હશે–તે સાંભળો—

ભરતજીએ હનુમાનજીને પૂછ્યું કે–'પોતાના એક નોકરને સંભારે; તેમ પ્રભુ કદિ મને સંભારે છે ?' [અબજોની મિલકત, શહેનશાહના ખજાનામાં રહે; એવાં અમોલાં આ વચનો ! ] મોટા ભાઇના ભાઇ હશો; પણ કદિ આવું બોલ્યા છો ? પતિની વ્હાલી સ્ત્રી હશો; પણ કદિ આવું બોલ્યાં છો ? માતા પિતાના લાડકાં પુત્રપુત્રી હશો; પણ કદિ આવું બોલ્યાં છો ?'–હા ! ' તો ધન્ય ઘડી. જેને ચરણે દેવ વંદે; એવા આપનાં ચરણ ! અને 'ના ! ' તો કેમ ના ? કયે અવતારે આ લાભ લેશો ? ભેંશના ભાઈ થશો ત્યાં ? ગાયનાં

દિકરા થશો ત્યાં ? મોટા વાઘ થઈને, વગડે બરાડા પાડતા હશો ત્યાં ? ત્યાંની રાહ જોતા હો; તો ત્યાં કાંઈ નહીં બને. અહીંજ કરી લ્યો. અત્યાર સુધી ન સમજ્યા હો; તો અત્યારેજ સમજી લ્યો. ભાંડરડાને નમી પડો. કાંઈ નુકશાન થયું હોય; તો નુકશાનનો હિસાબ ન ગણુશો. બહેરામની માનું, અકબરે માત્ર દુધ પીધું હતું. તેથી બહેરામને ક્ષમા કરી. ભાંડરડાના અપરાધ નહીં ખમી શકો; તો પછી કોના અપરાધની ક્ષમા આપશો ? ક્ષમારૂપી ધન ખોઈ બેઠા છો ? ભાઈના નોકર થવામાં, કેટલી બધી શોભા છે; તે વાલ્મિકી અને તુલસી જેવા સંત, આપણુને શીખવે છે. પણ ગાંડીના દિકરા, અવળ ચંડીનો પરિવાર–જ્યાં હોય; ત્યાં **ના–તે–ના.** ભાઈની સાથે કદિ બગડી હોય; અને સમાધાન કરવા જતાં, કદિ પગ ન ઉપડતો હોય; તો આ અંક લઇને, ભાઈ પાસે જજો ! આ અંક વાંચી સંભળાવતાં, ભાઇના ભાઈ બની જશો.

ધનવાનોની પાસે, બે પાંચ રૂપૈયાના પગાર માટે, તમે ઓછી ખુશામત કરતા નથી. તેના ગુલામ બની જાઓ છો; તો પછી માતા પિતાના, અગર મોટા ભાઇના, ગુલામ બની જતાં, કેમ શરમાઓ છો ? સાચો ધર્મ સરી

પડયો છે? નગદ નાણું હાથવગું નથી?

ભરતે શું કહ્યું?–ભરતે એમ કહ્યું કે–'એક નોકરને સંભારે; તેમ પ્રભુ કદિ મને સંભારે છે?' સાંભળીને હનુમાનજીનાં રૂંવાડાં ઉભાં થઈ ગયાં. પ્રેમ ઉભરાઇ ગયો. ભરતજીના ચરણમાં પડીને, તે બોલ્યા કે–'શ્રીરામચંદ્ર જેનાં વખાણ, સ્વમુખે કરે છે; તે આપ, આવા વિવેકી, પવિત્ર અને સદ્‌ગુણના સાગર હો; તેમાં જરા પણ નવાઇ નથી.' વિગેરે.

## વિભીષણ—

શરણાંગતિની બાબતમાં, આ પણ એક દીવાદાંડી છે. મોક્ષવાણીમાં ૪૫ થી ૪૮ સુધીના પાનામાં ત્રણ પ્રસંગો છે. આપણાં પોતાનાં, છળકપટ શમી જાય; એવી દવા એમાં છે. મોક્ષવાણી આપની પાસે છે કે નહીં? ન હોય તો વિના વિલંબે મંગાવી લ્યો. ડહાપણ ન કરો. દાગીનો પેટીમાં મુકી દ્યો.

રાવણની સાથે બગડતાં, વિભીષણ શ્રીરામચંદ્રને શરણે જવા નીકળ્યો. જેમ ભૂખ્યું વાછડું, ગાય તરફ દોડે; વિયો-ગથી પીડાતી સ્ત્રી, પતિને મળવા દોડે; તેમ—

## ચોપાઈ

ચલેઉ હર્ષિ રઘુનાયક પાંહિ, કરત મનોરથ બહુ મન માંહી;
દેખિહૈં જાય ચરણ જલ જાતા, અરૂણ મૃદુલ સેવક સુખદાતા.
જે પદ પરસી તરી ઋષિ નારી, દંડક કાનન પાવન કારી;
જે પદ જનક સુતા ઉર લાયે, કપટ કુરંગ સંગ ધરી ધાયે.
હર ઉર સરસરોજ પદ જોઈ, અહો ભાગ્ય મેં દેખવ સોઈ.
દોહરો—જીન પાયન કી પાદુકા, ભરત રહે મનલાય;
તે પદ આજ વિલોકહુ, ઈન નયન અબ જાય—સીયાવર૦
સૈનને મોખરે વાનરો ઉભા હતા. તેમને વિભીષણે કહ્યું કે—

**निवेदयत मां क्षिप्रं, राघवाय महात्मने ।**
**सर्वलोकशरण्याय, विभीषणमुपस्थितम् ॥**

અર્થ—હે વાનરો! મહાત્મા રામચંદ્ર કે જે, સર્વ લોકે શરણે જવા જેવા છે; તેમને ખબર આપો કે-આપને દ્વાર-આપને શરણે-વિભીષણ આવ્યો છે.

**परित्यक्ता मया लंका, मित्राणि च धनानि च ।**
**त्यक्त्वा पुमांश्च दारांश्च, राघवं शरणं गतः ॥**

'મેં લંકાનો ત્યાગ કર્યો છે. મિત્રોનો અને ધનનો પણ ત્યાગ કર્યો છે. સ્ત્રીપુત્રને તજીને, હું રાઘવને શરણે આવ્યો છઉં.' એમ વિભીષણે કહ્યું.

આ સમાચાર લઈને, વાનરો સુગ્રીવ પાસે આવ્યા. સુગ્રીવે શ્રીરામને આ સમાચાર આપતાં, શ્રીરામે પૂછ્યું–'હે સુગ્રીવ! આપનો મત આ બાબતમાં શું છે?' સુગ્રીવે જણાવ્યું કે–'રાવણનો ભાઈ, અને રાક્ષસ, અપલક્ષણથી પૂરો; માટે તેને શરણ આપવું નહીં.' તેના જવાબમાં રામ બોલ્યા હતા કે—

**सकृदेव प्रपन्नाय, तवास्मीति च याचते ।**
**अभयं सर्वभूतेभ्यो, ददाम्येतद्व्रतं मम ॥**

અર્થ—'હે હરિ! હું આપને શરણે છઉં;' એમ એક જ વાર માણસ બોલે; તો હું તેને અભય આપું છઉં. એમ કરવું; તે મારૂં વ્રત છે.

ચોપાઈ—સખા નીતિ તુમ નિક વિચારી,
મમ પણ શરણાંગત ભય હારી.

× × × ×

કોટિ વિપ્ર વધ લાગહી જાહું, આયે શરણ તજૌં નહીં તાહુ.
સન્મુખ હોય જીવ મોહી જબહી, જન્મ કોટિ અઘ નાશૈં તબહી.

હજી સુગ્રીવે કાંઇક આનાકાની કરતાં, શ્રીરામચંદ્રે સુગ્રીવને કહ્યું કે–શાસ્ત્રોમાં એવું કથન છે કે—

હોલીને મારનારો શિકારી, અંધારૂં થઇ જવાથી, એક વૃક્ષ નીચે આવીને, હાથ જોડીને બોલ્યો કે—

**शरणं हि गतोऽस्म्यद्य, देवतामिह वासिनीम् ।**

અર્થ—'આ વૃક્ષમાં જે દેવ વસતા હોય; તેમને શરણે હું આવ્યો છઉં.'

**श्रूयते हि कपोतेन, शत्रुः शरणमागतः ।**
**अर्चितश्च यथान्यायं, स्वैश्च मांसैर्निमन्त्रितः ॥**
**स हि तं प्रतिजग्राह, भार्याहर्तारमागतम् ।**
**कपोतो वानरश्रेष्ठ, किं पुनर्मद्विधो जनः ॥**

અર્થ—તેના સંબંધમાં એમ કહેવાય છે કે–'તે વૃક્ષ ઉપર, હોલીનો ધણી, હોલો રહેતો હતો. તેણે શત્રુને શરણે આવેલો જોઇને, જેમ ઘટે તેમ, પોતાના માંસથી તેનો સત્કાર કર્યો હતો. હે ઉત્તમ વાનર સુગ્રીવ! પોતાની સ્ત્રીને મારનાર, છતાં શરણે આવેલા શત્રુનો, એક કપોતે સત્કાર કર્યો હતો; તો મારા જેવો રઘુવંશમાં જન્મેલો રામ, વિભીષણનો સત્કાર કેમ ન કરે!'

રાવણે પોતાનાં માથાં ઉતારીને, સદાશિવની ઉપર કમળપૂજા કરી; ત્યારે તેને લંકા મળી હતી. વિભીષણ માત્ર નમી પડયો; ત્યાં પ્રભુએ તેને લંકા આપી.

ગીધ પક્ષીએ કરેલા આતિથ્યસત્કારની, આવીજ એક વાત છે. જે દેશનાં શાસ્ત્રો, પશુ પક્ષીનાં આતિથ્યસત્કાર નોંધી રાખે છે; તે દેશમાં અત્યારે 'આવો' 'પધારો,' કહેતાં વિચાર કરવો પડે એવું છે. લોકોનાં હૃદય એટલાં બધાં બગડી ગયાં છે; અસુરભાવથી ઉભરાઇ રહ્યાં છે—કે—સોએ પંચાણું ટકા, ખાય તેનુંજ ખોદે છે. મફતનું મળે; તે સોના જેવું મનાય છે. આગળ એક દષ્ટાંત આપ્યું હતું કે—અમરેલીમાં કુલકર્ણીને ઘેર, મામો મહેમાન થયા. મામાએ કુલકર્ણીની ખાનદાનીનો, ઘણોજ દુરૂપયોગ કર્યો. કળીયુગ છે. માટે સંભાળીને રહેવું. વિચારીને 'આવો' કહેવું.

અંગદ—

મોક્ષવાણીને ૧૦૯ A પાને—'પ્રેમમાં રામ હાર્યા'—તે પ્રસંગ છે. રાવણને મારીને રામ અયોધ્યા પધાર્યા. સુગ્રીવાદિ સખાઓ સાથે આવ્યા હતા. તેમને સૌને કેટલાએક માસ પછી, વિદાય આપતાં, સૌને ઘર યાદ આવ્યું. પણ અંગદને ઘેર જવું ગમ્યું નહીં. શ્રીરામ પાસે રહેવું ગમ્યું. શ્રીરામે સૌને પહેરામણી આપી. અંગદનો પ્રેમ જોઇ—ગદ્ગદ્ સ્થીતિ જોઇ—પ્રભુ તેની પાસે આવી શક્યા નહીં. પણ વિવેક તો કરવોજ જોઇએ. તેથી અંગદને વિદાયનો પોષાક આપતાં—

દોહરો—તબ અંગદ ઉઠી નાય શીર, સજલ નયન કર જોરી.
અતિ વિનિત બોલે બચન, મનહુ પ્રેમરસ બોરી—સીયાવર૦
ચોપાઈ–સુનુ સર્વજ્ઞ કૃપાસુખ સિંધો, દીનદયા કર આરત બંધો!
મરતીવાર નાથ મોહિ વાલી, ગયો તુહ્મારે કોછે ઘાલી.
અશરણ શરણુ બિરદ સંભારી, મોહિ જનિ તજહુ ભક્ત ભયહારી;
મોરે પ્રભુ! તુમ ગુરૂપિતુ માતા, જાઉં કહાઁ તજી પદ જલ જાતા;
તુમહિ બિચાર કરહું નર નાહા, પ્રભુ તજી ભવન કાજ મમ કાહા!
બાલક અબુધ જાનબલ હીના, રાખહું શરણુ જાની જન દીના.
નીચ ટહેલ ગૃહકી સબ કરિહોં, પદપંકજ વિલોકી ભવ તરિહોં.
અસ કહી ચરણુ પરે પ્રભુ પાંહી, **'અબ જનિ નાથ કહહુ ગૃહ જાહિ.'** [ નર્યાં રત્નો છે.]

'હે પ્રભુ! મને બધું કહેજો! પણ મારે ઘેર જવાનું, મને કહેશો નહીં.' અંગદનો પ્રેમ જોઇને, દીનોનાથ વિહ્વળ થઇ ગયા. તેને સમજાવીને, માંડ માંડ વિદાય કર્યો–પ્રેમમાં પોતે હાર્યા; અને અંગદ જીત્યો.

આવી અનેક દીવાદાંડીઓ, શાસ્ત્રકારોએ જગતમાં ખોડી દીધી છે; પણ આંધળાને જેમ સૂર્ય નકામો છે; તેમ નાસ્તીકોને, શરણાંગતિ અને શરણાંગતિના ભકતો, નકામા છે. ભગવાનનો મહિમા જાણ્યા વિના, ભગવાનમાં પ્રીતિ

થતી નથી. ભગવાનનું પૂજન, દર્શન, વિગેરે આપણે કરીએ; પણ ભગવાનનો મહિમા જાણ્યા વિના કરેલું, બે ત્રણ આના જેટલું સમજવું. દેવમંદિરમાં રહેનારા, સોએ પંચાણું ટકા, ભગવાનના મહિમાને જાણતાજ નથી. તેઓ પ્રભુને એક પુતળું સમજીને, ત્યાં ગમે તેમ વર્તે છે. મંદિરના નોકર, નોકર જેટલી અક્કલ રાખે છે. લોકોનાં દેખતાં તેઓ ડાહ્યા–ભાવિક–દેખાય છે. બાકી તેમનાં કાળજાં કોરાં ધાકોર રહે છે. તે ભુલવણીમાં ભૂલા પડે છે. આ ભુલવણીમાં ગુગળી હાર્યા; અને બોડાણો જીતી ગયો. પ્રભુ પાસે કાંઇ ધરવું; તે ઉપર ઉપરથી ફારસ જેવું લાગે છે. જેમનાં કાળજાં હરિરસમાં રંગાયાં હોય; તેઓ ભગવાનની મૂર્તિઓનો મહિમા સમજી શકે. મૂર્તિઓનો મહિમા સમજવા માટે, 'મૂર્તિપૂજા અને દેવમંદિરો' નામનું, એક નાનું પુસ્તક અહીંથી બહાર પાડયું છે. કીંમત નવપાઇ. પોસ્ટે નવપાઇ. છેલ્લા સુધારક–પરમવંદનીય પુરુષ–શ્રીસ્વામીનારાયણે, કારીયાણીના ૧૦ મા વચનામૃતમાં, ભગવાનનો મહિમા જાણવાની ઘણીજ જરૂર જણાવી છે. તેઓશ્રી તે વચનામૃતમાં કહે છે કે–" જો જીવ ભગવાનને સર્વ કર્તાહર્તા નથી જાણતો; તો તેથી બીજો કોઈ પાપી નથી; અને

ગૌહત્યા, બ્રહ્મહત્યા, ગુરૂસ્ત્રીનો સંગ, તથા બ્રહ્મવેત્તા સદ્‌ગુરૂનો દ્રોહ કરે; તે થકી પણ, તેને વધુ પાપી જાણવો. કાં જે ભગવાન વિના, બીજાં જે કાળકર્માદિક, તેને એ કર્તા જાણે છે. માટે એવો જે નાસ્તીક ચંડાળ હોય; તેની તો છાયામાં પણ, ઉભુ રહેવું નહીં. ને ભૂલમાં પણ, તેના મુખનું વચન સાંભળવું નહીં-" શરણાંગતિનો વિષય ચાલે છે. જેને શરણે જવું છે; તેના મહિમાનું ભાન ન હોય; તો તેમાં વિશ્વાસ પણ ન હોય. અનાદિકાળથી માયામાં રમતા આવતા જીવને, માયાનો જેટલો વિશ્વાસ, તેટલો ભગવાનનો નહીં. એક વૈદનો વિશ્વાસ; એક વકીલનો વિશ્વાસ. ઘરની સ્ત્રીનો અને પાડોશીનો વિશ્વાસ. ધૂળ રાખ જેવા વ્યવહારમાં વિશ્વાસ, પણ ભગવાનનો વિશ્વાસ નહીં. જ્યાં વિશ્વાસજ નહોય; ત્યાં શરણાંગતિ જામે કઈ રીતે? એકની એક વાત, દસ જણા બોલે; ત્યારે તે સાચી મનાય. વળી તે દસમાં કોઈ જે. પી., અને કોઈ બેરોનેટ હોય; તો તે વાત વધારે સાચી મનાય. તેમ અનેક શાસ્ત્રોમાં સાંભળેલો પ્રભુનો મહિમા, વિશ્વાસને દૃઢ કરે. વળી તે શાસ્ત્ર, શુકદેવજી જેવા નાગા બાવાનાં બોલેલાં હોય; યાજ્ઞવલ્કય જેવા બ્રહ્મજ્ઞાનીનાં બોલેલાં હોય; ગુરૂદત્તાત્રય જેવા અવધૂતનાં

ખોલેલાં હોય; તોપછી મનને મનાવનાં વાર શી? મનમાં કચરો ભર્યો હોય; અંતર શુદ્ધ ન હોય; તો શ્રવણના ચશ્માથી, તે દેખાય એવું નથી. મનના કચરાને શમાવવા, ઉપાય કરવો; તે પોતાનુંજ કામ છે. રાવણને ઘણાં ડાહ્યાં મળ્યાં હતાં; પણ તે બદલાયો નહીં. તેણે પોતે ધાર્યું હોત; તો તે બદલાત. રામ જેવો શત્રુ, તેને ક્ષમા કર્યા વિના રહેત નહીં. પણ તે બને કેમ? રાવણ નમે કેમ? રાવણ ગયો; પણ રાવણના દિકરા હજી જગતમાં જીવે છે.

હિંદુઓનાં મંદિરો ઘણાં; શાસ્ત્રો ઘણાં; સંતો પણ ઘણા; પણ જ્ઞાન માટે ઘણીજ થોડી પરવા રાખવામાં આવે છે. શાસ્ત્રો ઘણાં છે; પણ શાસ્ત્રોને સંભાળનારા નથી.

હમેશાં મંદિરે આવનારને, '**आत्मा तर्हि कः ?**— આત્મા શું છે?' એટલું પૂછો; અથવા 'સુષુપ્તિ અને તૂર્યા શું છે?' એટલુંજ પૂછો—તો અઠ્ઠાણુ ટકા અજ્ઞાનનું પોગળ ઉઘાડું પડી જશે. માટે કહું છઉં કે—વાંચો! વાંચો અને વિચારો. ભણો અને ભણાવો. ઉર્દુ મદ્રેસાની પહેલી ચોપડી, હમણાં મારા હાથમાં આવી હતી. ૭૦૦૦૦ સીત્તેર હજાર નકલ નીકળ્યાની નોંધ, તેના ઉપર હતી. ખપત હશે; ત્યારે છપાતી હશે ને! ધર્મના તત્ત્વોનું શિક્ષણ, બ્હોળા પ્રમાણમાં થવું જોઈએ.

**શરણુંાંગતિ કાયરનું કામ છે—કેટલાએકની માન્યતા** એવી છે કે–કાયર હોય; તે નમી પડે; પણ આ કાયર–બળવાન–નો સવાલ નથી. આતો બાળકો માતાપિતાને નમી પડે; સ્ત્રી પતિને નમી પડે; નોકર શેઠને નમી પડે; તેમ જીવ શિવને નમી પડે; તે વાત છે. નમી પડવું; એટલે ખાનદા-નીથી વડીલને અનુકુળ થઇને રહેવું. તેમની આજ્ઞાનું પાલન કરવું. આતો–હારમાં જીત છે; અજયમાં જય છે; ભયમાં અભય છે; પાઇમાલીમાં આબાદી છે; નમી પડવામાં મોટાઈ છે; માણસાઈ છે. માટે સમજ્યા વિનાનું ધૂળધાણી કરશો નહીં. **विनये वंशपरीक्षा.** વળી સામાને વ્હાલા થવાની, અને વશ કરવાની–નમાવી દેવાની, આ શરણુંાંગતિ રૂપી એકજ, સાદી અને સરલ ચાવી છે.

**અનુકુળતા અને પ્રતિકુળતા**—જેમ અવળચંડી સ્ત્રી, પતિને અનુકુળ રહી શકતી નથી; તેમ અવળચંડા જીવો, અવળચંડીના દિકરાઓ, અવળું બોલવા, અને અવળુ વર્તવા શીખેલા જીવો, કોઇને અનુકળ રહી શકતા નથી. તેઓ શરણુંાંગતિનો લાભ લઇ શકતા નથી. તેઓ નાના હોય; તો માતાપિતાને નડે; નિશાળમાં મહેતાજીને નડે; મોટા થાય; ત્યારે સ્ત્રીને નડે; ચૌટે શેઠને નડે; પોતે

શેઠ હોય; તો નોકરોને નડે. રસોડે રાંધનારને નડે; વિગેરે. અનુકુળતાનો પાઠ ભણ્યા હોય; તે જ્યાં જાય; ત્યાં સુખી; અને પ્રતિકુળતાનો પાઠ ભણ્યા હોય; તે જ્યાં જાય; ત્યાં દુઃખી. ભર્યા કોઠારે તે ભૂખ્યા રહે; અને વહેતી ગંગાએ તે તરસ્યા રહે. સામાને અનુકુળ થઇને રહેવું; તેમાં થોડી તકલીફ તો છે. તોપણુ તે કલ્પવૃક્ષ છે. તેમાં અનેક સુખ સંતાઇને બેઠાં છે. તેથી નિર્ભયતા અને શાંતિ અવશ્ય મળે છે. તે મોટામાં મોટું તપ છે. પ્રતિવ્રતા સ્ત્રીઓનું તે અમોઘ વ્રત છે. આ સંસારમાં સુખદુઃખના સોદા થાય છે. અનુકુળ રહેતાં શીખ્યા હોય છે; તે સુખના સોદા કરે છે; પ્રતિકુળ રહેતાં શીખ્યા હોય; તે દુઃખના સોદા કરે છે. આ ભૂલ અસાધ્ય નથી. સુધરે એવી સહેલી છે. જ્યાં જાઓ ત્યાં, સામાને કેમ ગમે છે; તે જાણી લઇને, તેને અનુકુળ થતાં શીખો!

શ્રીહરિની ખાસ ખૂબી—શાસ્ત્રોનાં શ્રવણુ પછી, શરણુાંગતિની ભૂખ, આપણુને પોતાને લાગવી જોઇએ. બાપુ દયાળ છે; જ્યાં જોઇએ ત્યાં છે. પણુ અંતર્યામી છે; તેથી જીવને ભૂખ લાગ્યા વિના, તે પીરસે એવા નથી. જીવ બાપુ પ્રત્યે પાંચ ડગલાં ચાલે; તોજ બાપુ, પંદર ડગલાં સામા દોડયા આવે. ગોપીકાઓ રાસ રમવા આવી; ત્યારે

તેને ખખડાવી ખખડાવીને લીધી. અનેક ભક્તોને ખખડાવી ખખડાવીને, પોતાના કર્યાં છે. કાંઇ દુઃખ દોડયાં આવે; ત્યારે 'પ્રભુ જે કરતા હશે; તે ઠીકજ કરતા હશે.' એવા, પાકા વિશ્વાસથી, શરણે રહેવાય; તોજ બાપુ સામું જુએ. કાંઇ નુકશાન થઇ આવે; ત્યારે–જગત્ નાશવંત છે. તો 'નાશવંત પદાર્થોના નાશથી, અકળાવું ન ઘટે;' એવા પાકા વિશ્વાસથી, શરણે રહેવાય; તોજ બાપુ સામું જુએ. રોગ પણ દોડયા આવે. જેમ પ્રભુ રાખે; એમ રહેવાય; એમ સમજાય; પછી શરણે રહેવાની મજા આવે. આ બધી બાપુના ઘરની ખાનગી વાતો છે. પણ આપને કહેવાય. આ વાત ગમી હોય; તો—બાપુને કહો કે—

"મુને '**મારો**' કહી બોલાવો રાજ! ફરી ફરી શું બોલું?
મુને **પોતાનો** કરી લ્યોને રાજ! ફરી ફરી શું બોલું?"

માણસ શરણે આવે; પણ જીવભાવે જુદો રહે; તો તે ગોળમાં ભળી ગએલા કાંકરા જેટલો ગળ્યો રહે. નદી સાગરને મળતાં, શરણાંગતિનો પાઠ શીખવે છે કે—

ચોપાઇ—સરિતા જલ જલનિધિમેં જાઇ,
હોય અચલ જિમિ જીવ હરિપાઇ.

નદી સમુદ્રને મળતાં, પોતાનાં નામ અને રૂપ ખોઇ

નાંખે; તેમ શરણાંગત શ્રીહરિને મળતાં, પોતાનાં નામરૂપ ખોઇ નાંખે. અહંભાવને [1]સમજણના દાવાનળમાં સળગાવી દે. દીવો દાવાનળને મળતાં, દાવાનળ જેવડો થઇ પડે; તેમ જીવ શિવનો શરણાંગત થતાં, શિવરૂપ થઇ પડે.

સુખમાં કદિ ભગવાનને ભૂલી જાઓ; તો ભલે-જેવી આપની મરજી! પણ દુઃખમાં-જરા અકળાઓ ત્યારે; ભુંડા માનવી સાથે કામ પડે ત્યારે; પૈસા ટકાનું નુકશાન થાય ત્યારે; અથવા માંદા પડો ત્યારે-સંપૂર્ણ નરમાશથી પ્રભુને કહેજો કે-'હે હરિ! હું આપને શરણે છઉં.' 'હે કૃપાનિધાન! હું આપને પોકારી રહ્યો છઉં.' હે હરિ! હું આપને શરણે છઉં"-[પાંચ દસ વખત થવાદ્યો.] ભૂતનું ભજન કરવાથી, ભૂત કદિ દોડયું આવે છે; તો ડાહ્યો-દેવ-કેમ દોડયો નહીં આવે!

**વાળી—**

વાળીને રામનું બાણ વાગતાં, ભાન થયું હતું કે 'આ તો ભગવાન!' તે ટકોર કરીને બોલ્યો કે—

દોહરો—પ્રભુ અજહું મેં પાતકી, અંતકાલ ગતિ તોરી',

---

1 જ્ઞાન.

મારા અંતકાળ વખતે, આપ મને મળ્યા; તો હવે હું, પાતકી કેમ ?

ચોપાઈ—જન્મ જન્મ મુનિ યત્ન કરાહી,
અંત રામ કહીં આવત નાંહી.

'આપને પામવા, મુનિયો ઘણો કાળ પ્રયત્ન કરે; પણ અંત કાળ વખતે, આપ આવતા નથી.' વિગેરે-વિગેરે. આવાં નરમાશવાળાં-કોમળ-વચન સાંભળીને, બાપુની રીસ ઉતરી ગઇ.

ચોપાઈ—સુનત રામ અતિ કોમળ વાણી,
વાલી શીશ પરસેઉ નીજ પાણી.

બસ ! થઈ ચૂકયું. તેના ભયંકર અપરાધો માફ કરીને, પ્રભુએ તેને માથે હાથ મુકયો-તેને પોતાનો કર્યો-વિગેરે. આ તો કામ પાડવા જેવો કરૂણાનો ભંડાર ! બસ ! 'હુંજ ડાહ્યો'; અને 'હુંજ ધનવાન !' એવા પામરો માટે, આ વાતો નથી. 'હુંજ જ્ઞાની' અને 'હુંજ ભક્ત'-એવા ઘમંડીપણુ, પ્રભુને ગમતા નથી. 'બસ ! હું આપની પાસે કાંઈ નથી; હું સરિતા, આપ સમુદ્ર ! નાનામાં નાનો હું, મોટામાં મોટા આપ !' આવી નરમાશનો એક પણ દિવસ; આપના ચોપડામાં નોંધાયો છે. 'નહીં;' તો હવે કયારે ?

ઉપર કહ્યું છે કે–ગીતામાં શરણાંગતિનો બોધ, પ્રભુએ વારંવાર કર્યો છે.

અર્જુને તો શરૂઆતમાંજ કહી દીધું હતું કે–**शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्** ॥ (અ. ૨–૭) 'હું આપનો શિષ્ય છઉં–શરણાંગત છઉં. મને આપ ઉપદેશ આપો!'

કથા સાંભળવા ઘણે ઠેકાણે જતા હશો. કોઇ ઠેકાણે આમ બોલ્યા છો? પાણીના નળ, આખા ગામમાં છે; પણ કનેકશન લીધા વિના, પાણી ઘરમાં આવશે? કારણ–તમે તમને જોઇ શકયા નથી. '**कार्पण्यदोषोपहतः स्वभावः**' 'ક્ષુદ્રતાના દોષથી, મારો સ્વભાવ–મારી કર્ત્તવ્ય બુદ્ધિ–હણાઇ ગઇ છે;' એમ અર્જુન, પોતાના દોષને જોઇ શકયો છે. સારા વાંચનનું અને સારા શ્રવણનું ફળ, જો કાંઇ હોય; તો તે આ–કે–પોતે પોતાના દોષને જોઇ શકે. ગરમી અને શરદી બે શોકયો છે. શરીરમાં ગરમી વધે છે; કે શરદી? તે પોતે સમજી શકેછે–બીજાને કહી શકે છે. તેમ પોતામાં જ્ઞાન વધે છે; કે અજ્ઞાન? તે પોતે જાણવું જોઇએ.

'સબુર' શબ્દ વાપરતા હશો. આવતી આફતને અટકાવવા, સામાને સબુર કહેતાં શીખ્યા હશો. પણ–તમે તમને સબુર કહેતાં શીખ્યા છો? તમને પોતાને કામ, ક્રોધ,

અથવા ક્ષોભના ઉભરા આવે; જીવનના વ્યવહારમાં, મલીનતા દેખાય; ત્યારે કહિ તમે, તમને સઞુર કહો છો? 'ના'–તો કેમ ના? આ આફતો કાંઇ ઓછી છે? જીવનની શાંતિને, હચમચાવીને ફેંકી દે; એવાં કામાદિનાં, તોફાન છે. **अशांतस्य कुतः सुखं**–સુખની પરવા હોય; તો શાંતિની પરવા રાખવીજ જોઇએ. રાજની દીવાનગીરી, જેમ જેને તેને મળતી નથી; તેમ શરણુાંગતિ પણ, જેને તેને મળતી નથી. **सर्वभूतस्थितं यो मां, भजत्येकत्वमास्थितः**–જે યોગી સર્વ ભૂતોમાં રહેલા મને, આવા એકાત્મ ભાવમાં નિષ્ઠા રાખીને ભજે છે; તે સર્વ પ્રકારે વર્તતો છતાં, મારામાંજ વર્તે છે. (૬–૩૧) **तस्याहं न प्रणश्यामि, स च मे न प्रणश्यति ।** (૬–૩૦) તેનાથી હું દૂર થતો નથી; અને તે મારાથી દૂર થતો નથી. (૬–૩૦) જેને આખું શહેર જોવું હોય; તેણે શહેરની ઉંચામાં ઉંચી અગાશી ઉપર ચડવુંજ જોઇએ; તેમ જેને શરણુાંગતિની ઇચ્છા થાય; તેણે આત્મભાવના ઉત્તમ ગુણોથી, મનને શણગારવુંજ જોઇએ. 'આમ તે બને કેમ? કોલસાનો હીરો–થાય કેમ?'–'થાય'–એમ ચોક્કસ જાણીને, પ્રયત્ન કરવો. પ્રભુ પોતે ઠરાવ કરે છે કે–'**न हि कल्याणकृत् कश्चिद्–दुर्गतिं तात गच्छति**–

શુભ કાર્ય કરનારો કોઈ પણ મનુષ્ય, દુર્ગતિને પામતો નથી.' પ્રભુ આગળ કહે છે—

**प्राप्य पुण्यकृताँल्लोकान्, उषित्वा शाश्वतीः समाः ।**
**शुचीनां श्रीमतां गेहे, योगभ्रष्टोऽभिजायते ॥**

યોગભ્રષ્ટ પુરૂષ પુણ્યશાળી લોકોને પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ લોકને પામીને, ત્યાં ઘણા વર્ષ રહીને, પછી પવિત્ર શ્રીમાનના ઘરમાં જન્મે છે. (૬–૪૧)

કરેલાં પાપ બીજે જન્મે પીડે છે; તો આ પુણ્યનું પુણ્ય–કેમ અણધાર્યાં સુખ નહીં આપે? વિચાર કરી જોજો. વિચાર કરતાં, સમજાય એવી આ વાત છે. આ પત્રિકામાં આપને ઘણી ઘણી, મુદ્દાની વાતો, લખી મોકલું છઉં; પણ ઘણીજ દિલગીરી સાથે લખવું પડે છે કે–એંશી ટકા આપ, પત્રિકા બરાબર વાંચતાં નથી. બરાબર વાંચતાં હો; તો આપ જરૂર ઉભરાઓ! આપનાં મુખડાં ખીલે–તેમાંથી હર્ષના શબ્દો ખરી પડે. આંખે હર્ષનાં આંસુ પણ આવે. એવાં ધનાઢ્ય–આપને હું ક્યારે દેખું? તમારે તમારો બગીચો, વારંવાર ખીલવવો જોઇએ. તમારા પ્રેમનાં પુષ્પો, હું ક્યાં ન ચુંટું! વરસમાં એક વખત પણ નહીં? આપના વિજયમાં મારો વિજય છે; માટે ભારપૂર્વક–કબાણુ

કરીને લખું છઉં–કે મોક્ષપત્રિકા બરાબર વાંચો. આ વાંચનનું ફળ શું?—

**कुलं पवित्रं जननी कृतार्था, वसुंधरा पुण्यवती च तेन।**
**अपारसंवित् सुखसागरेऽस्मिन्, लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥**

'ક્યાંથી આ સંભળાય? મધુર સ્વર–ક્યાંથી આ સંભળાય'! એટલીજ જીજ્ઞાસા પ્રગટે; તોપણ નફો–નફો ને નફોજ છે. શરણાંગતિનો વિષય ચાલે છે. ગમે એવા પાપી હો; નીચ વર્ણના હો; તોપણ તમારે ગભરાવું નહીં. **अपि चेत्सुदुराचारो** (ગી. અ. ૯. ૩૦)–વિગેરે શબ્દોથી, પ્રભુએ દસ્તાવેજ લખી આપ્યો છે કે–'**અતિ દુરાચારી મનુષ્ય પણ, જો મને અનન્ય ભાવથી ભજે**; તો તેને સાધુ માનવો; કારણકે તે હવે ઉત્તમ રસ્તે ચડયો છે. (૩૦) તે સત્વર ધર્માત્મા થઈને, શાશ્વત શાંતિને (મોક્ષને) પ્રાપ્ત કરે છે. હે કૌંતેય! યાદ રાખજે–કે–મારો ભક્ત કદિ નાશ પામતો નથી. (૩૧)

પ્રભુ આગળ બોલે છે કે—

**मां हि पार्थ व्यपाश्रित्य, येऽपि स्युः पापयोनयः।**
**स्त्रियो वैश्यास्तथा शुद्रास्–तेपि यांति परां गतिं॥३२॥**

**किं पुनर्ब्राह्मणाः पुण्या, भक्ता राजर्षयस्तथा ।**
**अनित्यमसुखं लोक–मिमं प्राप्य भजस्व मां ॥३३॥**

અર્થ—હે પ્રથાના પુત્ર! હે લાડકી ફોઈના દિકરા! સ્ત્રીયો, વૈશ્યો, અને શુદ્રો, તેમજ નીચ જાતિમાં જન્મેલા પણ, મારો આશ્રય કરવાથી, મારે શરણે આવવાથી, પરમ ગતિને પામે છે. (૩૨) તો પછી મારી ભક્તિ કરનારા પુણ્યશાળી બ્રાહ્મણો, અને રાજર્ષિઓ માટે તો, કહેવુંજ શું? માટે આ અનિત્ય અને સુખરહીત મનુષ્ય લોકને પામીને, તું મનેજ ભજ. (૩૩) (મામા ફોઈના થઈને, આવી વાતો ક્યારે કરી? બસ કોઈ દિવસ નહીં? માનવતા ધૂળમાં ઢોળી નાંખી? પશુ પક્ષી એમ કરે. તાત્પર્ય—સગપણને ભગવદ્ વાર્તાથી શણગારતાં શીખો.)

પ્રભુ છેવટની શીખામણ આપે છે કે—

**मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु ॥**
**मामेवैष्यसि युक्त्वैव–मात्मानं मत्परायणः ॥३४॥**

અર્થ—"હે અર્જુન! મારામાંજ મન રાખ; મારોજ ભક્ત થા; સર્વ કર્મો મનેજ અર્પણ કર; અને મનેજ પ્રણામ કર. એ પ્રમાણે મનેજ પરાયણ થઈને, ચિત્તને મારામાં જોડવાથી, તું મને જ પામીશ.'

આટલી બધી ખાત્રી આપ્યા છતાં, જીવ ભટકે; તો તેમને શું કહીએ! વિધવાઓને અને વિધુરોને જરૂર કહી દઉં છઉં કે-ફરી પરણવાનો વિચાર હોય; તો બને ત્યાં સુધી-ખાસ કારણ વિના-ફરી ફંદમાં પડવું નહીં; ફરી જખ મારવા જવું નહીં. થોડા દુઃખને માટે, મોટા દુઃખને છાતી ઉપર લાવવું નહીં. કદિ મન આમ માની જાય. તમારા હૃદયને રોકનાર, કોઈ મનુષ્ય ન હોય; તો કૃપાળુ કૃષ્ણને, તમારા હૃદયમાં કાં ન નોતરવા? કાં હૃદયમાં ન બોલાવવા? અવકાશનો સંપૂર્ણ ઉપયોગ, શરણાંગતિવાળા ભક્તોની સેવામાં કાં ન કરવો? કંકુમાં હાથ ઘાલશો; તો જરૂર હાથ લાલ થશે.

જુવાનીમાં પરણવાનો, અને ઘર માંડવાનો, જેટલો ઉત્સાહ અને આનંદ હતો; તેથી બમણો તમણો ઉત્સાહ, વૃદ્ધાવસ્થામાં હરિ ભજવા, અને ઘર વીંખી નાંખવા કરવો જોઇએ. આપણી બેવકુફી ઓછી નથી. પ્રભુ શાંત રહેવાની સગવડ કરી આપે; એટલે-દીકરા દિકરી કાંઈ ન હોય; તો ભાઈના દિકરાનો, અથવા બ્હેનના દિકરાનો ભાર ઉપાડવા, આપણે તૈયાર થઇ જઇએ. તે કોઈ ન હોય; તો પોળના કુતરા પાળીને, રાજી થઇએ છઇએ. સમજુ પુરૂષે પોતાના

પુત્રાદિને પણ, કહી દેવું જોઇએ કે–' હવે હાંઉં. હવે ક્ષમા કરો. હવે ક્યાં સુધી તમે મારી સાથે રહો? ઘરડા બળદને, ઘાંચી પણ, છોડી મુકે છે. તો તમે તમારા બંધનથી, કાં મને મુક્ત ન કરો?' મુક્ત થયા વિના, આગળ વધાય એમ નથી. કાંઠામાં બાંધેલું વહાણ, ભરદરીએ પહોંચતું નથી. જનક જેવા બે ઘોડે ચડી શકતા હતા. આપણે કેમ બને? ખાનદાન પુત્રોએ પણ, '**विविक्तदेशसेवित्व-मरतिर्जनसंसदि ॥ विविक्तसेवी**' વિગેરે શ્રીકૃષ્ણનાં વચનો પર, સંપૂર્ણ ધ્યાન રાખી, સંપૂર્ણ દયાને પાત્ર, વૃદ્ધ માતા-પિતાને, સંપૂર્ણ સગવડ કરી આપવી જોઇએ. મુવા પાછળ નાત વરા તો, **કલો** કલાલ પણ કરશે. બેડાનું લાણું અને ઉપર તોલો તોલો સોનાની વિંટી. [ એક ટંકના ભોજનમાં, ૧૮ હજારનો ખર્ચ. ] પણ આ કામ કોણ કરશે? આતો સપુતોનો વારસો! જેની માએ જણતાં દુધ પીધાં હોય; તે પવિત્ર પુત્રોનું આ કર્તવ્ય. તન મન અને ધન–ત્રણેને માતાપિતાની ખાતર ઉછાળી નાંખો. બમણાં થશે. મરદ છોને? ડોસીઓને માટે આ વાત નથી કહેતો. જડભરતે મૃગલામાં મોહ કર્યો; તો ત્રણ અવતાર લેવા પડયા; ત્યારે પુત્રાદિમાં મોહ રાખનાર પિતાને, કેટલી શિક્ષા થતી હશે?

મનુષ્યના અવતારમાં, હરિભજવા, માંડ અવકાશ મળે- તેને જ્યાં ત્યાં કેમ ફેંકી દેવાય? કેમ ન ચેતી જઇએ કે- 'મારી એક ઘડી, તે લાખેણી વહી જાય છે." 'મારાં અન્ન-ધન-અને તન, હવે ભગવાનના લાડીલાં જમે.' 'નખોદીયાનું કોણ ખાય?' એમ લોકો કહેતાં જાય છે; અને ખાતાં જાય છે. ભગવાનની શરણાંગતિ ચાહનારા જીવોએ, સંસારના શરણાંગતોથી ચેતતા રહેવું; અને ભગવાનના શરણાંગતોને નમી પડવું. નવો નાતો-નવાં સગપણ તાબડતોપ ઉભાં કરવાં જોઇએ. પળનો પણ પ્રમાદ, એમાં કામ ન આવે.

ઘણી ગંદકી પડી હોય; ત્યાં ઉંચા પ્રકારનો ધૂપ કરવો જોઇએ. ઘાટા અંધારામાં એકાદ દિવાસળી કામ ન આવે.

શરણાંગતો કેવા હોય? કેવે દીવે અજવાળું થાય?

**तद्बुद्धयस्तदात्मानस्-तन्निष्ठास् तत्परायणाः ॥**
**गच्छंत्यपुनरावृत्तिं, ज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥**

[ગી. અ. ૫.]

અર્થ—જે પરમાત્મામાંજ બુદ્ધિવાળા હોય છે; તેમાંજ મન રાખવાવાળા હોય છે; તેમાંજ નિષ્ઠાવાળાં,

તેનેજ પરાયણ રહેનારાં, અને જેમનાં પાપ જ્ઞાનથી ધોવાઇ ગયાં હોય છે; તે શરણાંગતો જન્મ મરણ રહિત મોક્ષપદને પામે છે. [૧૭]

**सततं कीर्तयंतो मां, यतंतश्च दृढव्रताः ।**
**नमस्यंतश्च मां भक्त्या, नित्ययुक्ता उपासते ॥**

[ ગીતા. ૯–૧૪ ]

અર્થ—તે શરણાંગતો સર્વદા મારા શ્રેષ્ઠ સ્વરૂપનું કીર્તન કરે છે. દૃઢ નિયમપૂર્વક પ્રયત્નશીલ રહીને, ભક્તિપૂર્વક મને નમન કરે છે; અને ચિત્તને મારામાં જોડીને મનેજ ઉપાસે છે. [૧૪]

**मच्चित्ता मद्गतप्राणा, बोधयंतः परस्परम् ।**
**कथयंतश्च मां नित्यं, तुष्यंति च रमंति च ॥९॥**

[ગીતા અ. ૧૦]

શરણાંગતો મારામાંજ મનને અને પ્રાણને રાખીને, નિત્ય પરસ્પરમાં મારો બોધ અને મારૂં કીર્તન કરે છે. અને તેમાં સંતોષ અને આનંદ પામે છે. [૯]

શ્રીકૃષ્ણે ઘણી વાતો કર્યા પછી—૧૮ મા અધ્યાયમાં શરણાંગતિની છેવટની દવા આપી દીધી કે—

**तमेव शरणं गच्छ, सर्वभावेन भारत।**
**तत्प्रसादात् परां शान्तिं, स्थानं प्राप्स्यसि शाश्वतम्॥**

અર્થ—હે અર્જુન! પ્રભુને શરણે થઇ જા. સર્વ ભાવથી એટલે સર્વ પ્રકારે. જેમ નાનું બાળક સવાલ જવાબ કર્યા વિના, માતાને શરણે રહે; તેમ. એમ કરવાથી, તેની કૃપા. કૃપામાંથી ઉત્કૃષ્ટ શાંત અને શાશ્વત સ્થાનની પ્રાપ્તિ થશે.

**मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु।**
**मामेवैष्यसि सत्यं ते, प्रतिजाने प्रियोऽसि मे॥६५॥**
**सर्वधर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज।**
**अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः॥६६॥**

અર્થ—મારામાંજ મન રાખ; મારોજ ભક્ત થા; મારૂંજ પૂજન કર; મનેજ નમસ્કાર કર; તું મને વ્હાલો હોવાથી, તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છઉં કે—એમ કરવાથીજ, તું મને પ્રાપ્ત થઇશ. [૬૫] સર્વ ધર્મોનો ત્યાગ કરીને, મને એક-નેજ શરણે થા. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. શોક ન કર. [૬૬]

અનન્યભાવ માટે—એટલે માનવીના વેરાઇ જતાં મનને,

પોતા તરફ એકાગ્ર કરવા, પ્રભુએ ઘણું કહ્યું છે. 'બસ ! મન રાખવા જેવો **હુંજ** છઉં; પૂજન **મારૂંજ** કર; **મનેજ** નમસ્કાર કર.' વિગેરે.

એવકુફીનો અંત આવે; ત્યારેજ રખડપાટ મટે. રખડપાટ મટે; ત્યારેજ એકાગ્રતા વધે. ત્યારેજ અનન્ય ભક્તિ થાય.

ભાગવતાદિ પુરાણોમાં, પ્રભુની જે જે પ્રાર્થનાઓ છે; તે શરણાંગતિનાં સ્તોત્રો છે. સ્તોત્રરત્નાકર અથવા સ્તોત્રસંગ્રહો—તે પણ, શરણાંગતિનાં સ્તોત્રો છે. બાઇબલમાં અને કુરાનમાં પણ, શરણાંગતિનાં સ્તોત્રો છે. સંધ્યાવંદન, નિમાજ અને પ્રાર્થના, શરણાંગતિનાં સ્તોત્રો છે. પોતાને ગમે; તે સ્તોત્ર, ઘણાજ પ્રેમથી ગાતાં શીખવું. ગળું છૂટું મુકીને ગાવું. અહંભાવના આમળા ઢીલા કરીને, નમ્ર ભાવે ગાવું. પરમપૂજ્ય શ્રીવલ્લભ પ્રભુજી 'શ્રીકૃષ્ણશરણં મમ' નો મંત્ર આપે છે; તે શરણાંગાત છે. **'બુદ્ધં શરણં ગચ્છામિ,' 'ધર્મં શરણં ગચ્છામિ'** વિગેરે વચનો, બૌદ્ધધર્મની દિક્ષા લેતાં બોલવાં પડે છે; તે શરણાંગતિ છે.

**એક ગેરસમજ**—કેટલાએકની માન્યતા એવી છે કે—'અદ્વૈત માર્ગમાં, અથવા કેવલાદ્વૈતમાં, શરણાંગતિની વાત નથી. જે બ્રહ્મના સ્વરૂપને સમજ્યા નથી; જેણે વેદાંતનો

રસ પીધો નથી–એવા ભક્તિ માર્ગમાંજ, એવા દ્વૈત માર્ગ-માંજ, શરણાંગતિની વાત છે. નમી પડવું; તે ભક્તોનું કામ છે; જ્ઞાનીનું કામ નથી;' વિગેરે. આ માન્યતા ભૂલ ભરેલી છે–એમ જોવું હોય; તો–આવો શ્રીઆદ્યઆશંકરાચાર્ય પાસે! તેમનું 'ષટ્પદીસ્તોત્ર' અથવા 'ષટ્પદમંજરી વાંચીએ; તો ખાત્રી થાય; કે–'શ્રીઆદ્યશંકરાચાર્ય પણ એક મહાન્ ભક્ત હતા. લ્યો નમુનો આપું—

આર્યા—

**अविनयमपनय विष्णो, (२) दमय मनः शमय विषयरसतृष्णां ।**
**भूतदयां विस्तारय, तारय संसारसागरतः ॥१॥**

× × × ×

**सत्यपि भेदापगमे, (२) नाथ तवाहं न मामकीनस्त्वम् ।**
**सामुद्रो हि तरंगः, (२) क्वचन समुद्रो न तारंगः ॥३॥**

અર્થ—હે વિષ્ણુ! મારા અવિનયને દૂર કરો. [પહેલામાં પહેલી માગણી, આ હોવી જોઇએ.] મારા મનને દમી નાંખો. [વિનયી–ઢીલું બનાવો.] વિષયસુખની

તૃષ્ણાને શમાવી દ્યો. [બાળો બ્રહ્મચારી બોલે છે; તો વિધવા વિધુરે આમ કાં ન બોલવું ? ] પ્રાણી માત્ર તરફ દયા કરતાં મને શીખવો; અને મને સંસાર સાગરથી તારો. [૧] હે નાથ ! ભેદની નિવૃત્તિ થાય; ત્યારે પણ, હું આપશ્રીનો છઉં; આપ મારા નથી. તરંગ સમુદ્રનોછે. પણ સમુદ્ર તરંગનો નથી. [૩]

ભુલવણીમાં ન ભટકાઓ; તે માટે આ દીવો ધર્યો. સ્વાર્થી લોકો શિવ વિષ્ણુમાં ભેદ પડાવી રહ્યા છે; માટે ચેતતા રહેવું. જેમને અવળા વળ ચડી ગયા હોય છે; તે આ માનવાના નથી. માત્ર તમને ગમે; તો માનવું કે— અદ્વૈત માર્ગમાં પણ, શરણાંગતિ છે. 'દ્વૈત સિદ્ધ કર્યા પછીજ, અદ્વૈત અનાયાસે આવીને ઉભું રહે છે;' એમ પૂર્વે ઘણીવાર સિદ્ધ કરી આપ્યું છે. પાછલાં પુસ્તકો બરાબર વાંચો !

શરણાંગતિનો આ વિષય પૂરો થાય છે. શામાટે આ વિષયની ચર્ચા આપણે કરી ? × × યાદ ન હોય તો સાંભળો—

ઉદ્ધવે કહ્યું કે—**નમામિ તે તીર્થપદાંઘ્રિપદ્મમ્**— ફરી થવાદ્યો **નમામિ તે તીર્થપદાંઘ્રિપદ્મમ્** હજી ફરી થવાદ્યો. **નમામિ તે તીર્થપદાંઘ્રિપદ્મમ્**+ એમ પાંચ સાત

વખત બોલીએ; ત્યારે અંદર સુતો છે; તે જાગે. 'બારણું ભટકાવો; તો અંદર જે સૂતો છે; તે જરૂર બોલશે.' ચકમકના બે પત્થર, હજારો વરસ સુધી ગજવામાં પડયા રહે; પણ તેમાંથી દેવતા ખરે નહીં. પણ બે પાંચ વખત અફાળો; તો જરૂર દેવતા ખરે. આપણી વાણીમાં ચકમક કરતાં, વધારે તાકાદ છે. હવે બસ!

**સૂચના**—બીજો ભાગ આપને આવતા માસના અંકમાં મળશે. છૂટી નકલનો ૦–૧–૦ પોસ્ટેજ ૦–૧–૩.

આપ હિંદુ હો; કે મુસલમાન હો! ખ્રીસ્તી હો કે યાહુદી હો! બૌદ્ધ હો; કે જૈન હો; અથવા પારસી હો. ગમે તે હો; પણ જ્ઞાન, ભક્તિ અને મુક્તિ માટે, શરણાંગતિ આવશ્યક વસ્તુ છે. શરણાંગતિ સંસારને પણ શોભાવે છે. માટે બહોળે હાથે, આ પુસ્તકનો ઉપયોગ કરશોજી.



# મોક્ષમંદિરમાંથી પ્રગટ થએલાં પુસ્તકોનું લીસ્ટ

| | |
|---|---|
| મોક્ષપત્રિકા—માસીક—પુસ્તક નં. ૧ થી ૧૯. તેમાં નં. ૨ નથી. દરેક વરસની ફાઇલ, પાકા પુંઠાથી બંધાવેલી છે. દરેક ફાઇલના બંધામણી સાથે | ૨—૬—૦ |
| દશમ સ્કંધ પુસ્તક નં. ૮ થી ૧૬ નવ વરસની ફાઇલો. હજી કદિ બની નથી એવી ટિકા-વાળું. દરેક વરસની ફાઇલના ૨—૬—૦ | ૨૧—૦—૦ |
| એકાદશ સ્કંધ અમોલી વસ્તુ બની છે. પુસ્તક નં. ૧૭—૧૮—૧૯ દરેક વરસની ફાઇલના ૨—૬—૦ વધારાના ફરમા સાથે. | ૭—૦—૦ |
| પાતંજલ યોગદર્શન સંપૂર્ણ (દરેક ભાગનાં પ્રકરણો પણ છે.) | ૨—૪—૦ |
| વિવેક ચૂડામણિ સંપૂર્ણ (દરેક ભાગનાં પ્રકરણો છે) | ૧-૧૨-૦ |
| રાસપંચાધ્યાયી (વાંચવા જેવો છે.) | ૧—૮—૦ |
| વેદાંતકેસરી પદચ્છેદ સાથે | ૧—૪—૦ |
| વૈરાગ્યનું શતક ,, | ૧—૦—૦ |
| અપરોક્ષાનુંભૂતિ (વેદાંત) | ૦—૮—૦ |
| તત્વબોધ, આત્મબોધ—દરેકના | ૦—૩—૬ |
| ઉપનયન સંસ્કાર, મહિમ્નઃ પદચ્છેદ સાથે—દરેકના | ૦—૪—૦ |
| વિવાહસંસ્કાર, શ્રીકૃષ્ણ લીલામૃત—દરેકના | ૦—૩—૦ |
| માનવીઓનો મેવો—માનવીએ લેવા જેવો | ૦—૧—૦ |

દરેક છ પાઇવાળાં—નાનાં પુસ્તકો—એકાદશી, બ્રાહ્મણે સંધ્યા, અન્યોની સંધ્યા, કર્મ જ્ઞાન અને ભક્તિ, રત્નો ટોપલી, પ્રભુ કેમ દૂરના દૂર ?, સાઠ વરસે શું કરવું શ્રી કૃષ્ણુતત્ત્વ, શિવલિંગ શું છે ?, વર્ણવ્યવસ્થા, સ્ત્રી અને અત્યારનો સુધારો, વિધવાઓને અને વિધુરોને સપ્તપદી, દૂષનાદિકરા, વેદાંતના એકડા, પોસ્ટેજ જુદું

નવ પાઇ વાળાં—શુક્રાદય અને પુરૂષસૂક્ત, શિવમહિમ્ન: એકલા શ્લોકો. મૂર્તિપૂજા અને દેવમંદિરો. પોસ્ટેજ જુદું.

ત્રણ પાઇવાળાં—તમે ક્યાં છો ?, શ્રાદ્ધ, દેવ બનવાની કુંચી. પોસ્ટેજ જુદું.

| | |
|---|---|
| મરવું કેવી રીતે ? બે ભાગ. દરેક ભાગના પોસ્ટેજ જુદું | ૦—૨—૬ |
| ગીતા અ. ૧ થી ૫ અને ૧૨ તથા ૧૬ કુલ રૂ. | ૧—૯—૦ |
| રઘુવંશ ચાર સર્ગો | ૧—૦—૦ |
| યાત્રાનો ભોમીયો | ૧—૮—૦ |
| છ દર્શન શું છે ? તત્ત્વજ્ઞાનની પ્રથમ પોથી, પ્રાણતત્ત્વ, યોગતારાવલી, ગર્ભોપનિષદ | દરેકના ૦—૨—૦ |

મોક્ષવાણી (રામાયણમાંથી)

ગ્લેઝ કાગળ ૦—૧૨—૦ રફ કાગળ ૦—૮—૦

વિગેરે ઘણાં છે—માસીકમાં લીસ્ટ જુઓ.